# હરામી હોરો.



## અંક ૧ લો. પ્રવેશ ૧ લો.

સ્થળ બંગલો ફુલકોર એકલી.

ગાયન.

ફુલકોર— પ્રભુ સુણ અર્જ તું મારી,
કહું મા'રી માનો ગોરધારી.—ટેક
અંતરયામી છો ત્રીપુરારી,
વિનતી કરૂં શીશ નામી;
પૂત્ર છે મા'રો ઘણોરે નઠારો,
મિત્ર મળ્યા એને કામી. ૧
નાત જાતમાં આબરૂ ખોઈ,
હજી ન તજે મૂર્ખાઈ;
વહુ તો કાલે આવીને રડશે,
ત્યારે થશેરે ભવાઈ. ૨
બાપ બિચારો કહી કહી થાક્યો,
એમાં ન દીઠી નવાઇ;
કોણ જાણે પ્રભુ શા પાપ કીધા,
અંતે જવું અકલાઈ. ૩

હાથ જોડી પ્રભુ મસ્તક નામું,
આશ પૂરી કરો મારી;
અંતરમાં શરમાઈ મરૂં છું,
સાહે કરોને મૂરારી. ૪

**તારાચંદ**–(પ્રવેશકરીને) પ્રિયા, તું આમ અકલાયછે શું કરવા; તારા આવા વલોપાતથી અને છાતી-ફાટ રડવાથી તેને કાંઈ અસર થવાની હતી?

**ફુલકોર**–પ્રાણનાથ, તમો કહોછો તે સત્ય છે પણ મને તો હવે એક નવી ચીંતા પેદા થઇ છે.

**તારા૦**–પ્રિયા, તે વળી શાની?

**ફુલકોર**–સ્વામિનાથ, શું કહું મુવાં એ આટલા દીવશ તો જેમ કર્યું તેમ ચાલ્યું, પણ પેલી પારકી દીકરીની શી ગત? કોણજાણે તે બિચારીના નશીબમાં કેવા પ્રકારનું દુઃખ વેઠવું સરજ્યું હશે.

**તારા૦**–પ્રિયા, હા ખરીવાત, હું તો તે વાતજ વીસરી ગયો હતો.

**ફુલકોર**–પ્રાણનાથ, એ મુવો તો લુચ્ચો છે કદાચ દાનત બગડી તો દાગીના જરીઆન આદીપણ રવાના કર્યા વીના રહે નહી તો?

**તારા૦**—પણ પ્રિયા, કદાચ તેને જોઇ બધી લત છોડીદે તો?

**ફુલકોર**—પ્રાણનાથ, તમો આવા સમજુ થઇ કેમ ભુલ કરો છો, લુચ્ચા હરામી ડામીચ છોકરાઓની જ્યાં સુધી સંગત છે ત્યાંસુધી એ ભાઈ કાંઇ પાંધરે પાધરા ચાલે નહીં.

**તારા૦**—પ્રિયા હા ખરી વાત. ગઈ કાલેજ આપણે પેલી "લલિતા દુઃખદર્શક" અને "મોહન દુઃખદર્શક" ની ચોપડી નહોતી વાંચી ! એમાં પણ નઠારા સોબતોથી બિચારા આબરૂદારના છોકરા કેવા બુરા હાલે રખડતા મુંવા.

**ફુલકોર**—પ્રિયપતિ એ વાતતો ખરી, કદાચ આપણે તેને આધારે હોતતો ! ઝેર ખાઈ મર્યાવિના કાંઇ છુટકો હતો ?

**તારા૦**—પ્રિયા, માબાપે તેમના પુત્રપર ફરજ બજાવવી એ તેમનો ધર્મ છે અને તે છતાં જો તેવા દુષ્ટ પુત્રો ન શાંભળે તો પછી ફોડે એનું માથું અને કાઢે રાતુ.

**ફુલકોર**—પ્રાણનાથ, વિચારમાને વિચારમાં વખત ઘણો નીકળી ગયો.

**તારા૦**—પ્રિયા, ચાલો ત્યારે, (જાયછે)

સ્થળ (રસ્તો)

હીરો— ગાયન

શું રે કરૂં હવે મિત્ર ઓ મા'રા;
ચેન પડે નહીં શાંભળો પ્યારા.— ટેક
તાત ખીજેછે માતા દુભેછે;
નારી નઠારી નશીબે છે પ્યારા.— 1
વિત્ત જડે નહીં માલ મલે નહીં;
દીલ ઝુરાયછે દુઃખે ઓ પ્યારા.-- ૨

મિત્રો— ગાયન

સુન મિત્ર તું વાત હમારી,જરા ધીરજ ધરો મન માહી;
હમે છઇયે તમારા ભાઇરે, સુન મિત્ર.— ટેક.
તાલ રચવો હવે એક કાંઈ, પડે મજા જેથી બહુ સારી;
એમાં નથી બીજી કાંઇ નવાઇરે, સુન મિત્ર.— 1
વહુ કાલે આવી છે તા'રી, જરીઆન હશે બહુ ભારી;
માટે કરવી હવે ચપળાઈરે, સુન મિત્ર.— ૨

હીરો— ગાયન

ભલી કીધી મુજને અજબ વાતડી;
ખુશી ઉપની દીલમાં થયો હું મગન.— ટેક
નહીં મિત્રો તમ જેવા મુજને મળે;
દુઃખીને સુખી કીધો એથી મગન.— 1

અગર મિત્રો મા'રા તમો નહીં કહો;
ફરી બુરા પામી હું થાઉં ખલલ.— ૨
નશીબ કમનશીબનો છું હું રે જરી;
મને મિત્રો તમજેવા મળવા કઠણ.— ૩

૧ મિત્ર—ઠીક ભાઈ એ તાલ અચ્છો છે.

૨ મિત્ર—અરે હાસ્તો .પછી તો ચમન ચમન અને ચમન.

હીરો —પ્રીયમિત્રો હું હવે જાઊંછુ તમો મારા ઓરડાની પાછલી બાજુની ભીંત આગળની બારી પાસે ઊભા રેહેજો અને અંદરથી જે કાંઈ ગાંસડી નાખુ તે લઇ આપણી દરરોજની જગાએ મુને મળજો.

૧ મિત્ર—બહું સારૂ ભાઈ એ તો હમારૂં કામ.

૨ મિત્ર—ચાલ ભાઇ ત્યારે ખોટી કોંની.

( સર્વે જાયછે પડદા પડેછે. )

---

## અંક ૧ લો પ્રવેશ ૨ જો.

સ્થળ, મોતીનો ઓરડો

ગાયન

**મોતી**-ઓ પ્રભુ દયા કરી સીતમ કરો નહીં,

ગરીબ તું જ પુત્રીની અરજ ધરજરી. ટેક
પ્યારા પતિવીના જરા નહીં મુંને ગમે;
જુવાની પૂરી ખીલીંછે તેથી ફર્યો નહીં. ૧
પતિ જુગારી ને વળી ઉડાવનાર છે;
ખતા ઘણી ખાધી ખરી પ્રીતમ ડગ્યો નહીં. ૨
ભણેલો ને ડાહ્યો ઘણો વિચારવંતછે;
કંમબખ્ત સોબતીથી એ કાંઇ ડર્યો નહીં. ૩

અરેરે ઇશ્વર હજી તો પ્રિયપતિનું ઠેકાણું નથી, કોણજાણે કયાં હુંડી શીકારવા ગએલા છે, અહીંઆ હું એકલી કયાં સુધી ભૂતની માફક બેસી રહું. ચાલ જીવ જરા આડીતો પડું.

(સુઈ જાય છે હીરો પ્રવેશ કરે છે)

હીરો— ગાયન.

જોતું નારી મારી પ્યારી મુખપર લાલી ભરભર ભેલ,
સોમણ સામન ઝવરે દોલત તતપર ધરધર કરકર ભેલ
જોતું કેશે આફત લેશે મનપર વેરે પલ પલ વેર,
રોઇ ખુશે રોઇ રૂસે તનસે છુટે મન મન તેલ.
સિઆનીથા જરાં, તું ઊંઘ લે ભલા
ખીલીખીલીકજા, પડી હવે મઝા

એ કાડીએ બલા, ઓ મારીએ ગલ્લા
નિભાવી રેહેવું ત્યાં ઠીકછે, જરજર મેલ.– ટેક

જુવોતો ખરા જાણે નવલશા હીરજીની દીકરીજ તો. રાંડ એટલામાં તો જાણે મરીજ ગઇ ન હોય! ના, પણ સારૂં થયું હવે મને હાથ મારવાને ઠીક દાવ આવ્યો છે. ચાલ જીવ, જલદી થા, વાટ કોની જુએછ. ( જરી આંખો ખોલા કરેછે ) રાંડ પાકી હોય એમ લાગેછે કદાચ મારી માએનો નહીં લઇ લીધા હોય ! ( મોતી ઝબકી ઊઠે છે ) અરે વળી આ બલા કયાંથી મશાનમાંથી નીકળી.

**મોતી**–( હીરાપાસે જઇને ) મારા પ્રિયપતિ આપ કયારના પધાર્યા છો ! આપને આજે આટલી વાર કયાં લાગી વારૂ ?

**હીરો**– મેર રાંડ બારતો હમણા વાગ્યાછે, હજીતો મારે ફરવા જવું છે.

**મોતી**–પ્રાણનાથ, આવી અંધારી અને આટલી મોડી રાતે તે વળી કોની સાથે ફરવા જવું છે.

**હીરો**– રાંડ શંખણી તેની તારે શી પંચાતી, તું કોણ મને પુછનારો ?

મોતી–પ્રિયપતિ હું આપને સેહેજ પુછુંછું તેમાં આપ શા માટે ધુસ્સે થાવ છો.

હીરો —( રાંડને ફ્રેસ લાવીને પુછીતો જોવું ) પ્રિયા, તારા દાગીના આદી જરીઆન ક્યાં છે વારૂં ?

મોતી —પ્રાણનાથ, આપણી માતાજી પાસે છે, કેમ? કાંઈ કામ છે; કહોતો હું તેમની પાસેથી લઇઆવું.

હીરો —નારે રાંડ, મારે તેનું શું કામ છે? હું તો સેહજ પુછું છું જે સંભાળીને રાખજે. (જવામાંડે છે. )

મોતી–પ્રાણનાથ, આપ વેહલા પધારજો હું એકલી છું.

હીરો–એકલી છે તેને હું શું કરૂં! કોણ તારો બાપ તારી રખવાલી કરે. ( જાયછે )

મોતી–કોણજાણે હુંઅભાગણીએ શા પાપ કીધા છે જે મારેજ કર્મે આવો પતિ મળ્યો. હું રાંડ જેમ જેમ નરમ થતી ચાલી તેમ તેમ તો જાણે સરસ્વતિજ પ્રસન્ન થવા લાગી ! અરેરે પ્રભુ આતે શું કેહવાય? ફટફટરે વિધાત્રા મારે કર્મેજ તુંને આવો સરજવાને મળ્યો? ખરેખર એમાં તારો

લગારે વાક નથી. પૂર્વે કોઇને દુભાવ્યો હશે અથવા તો કોઇની ગરદન મારી હશે તેથી મારે આવા દુઃખદાયક સંકટો વેઠવા પડે છે. બસ બસ હવે થઇ રહ્યું. મારી છાતી હવે કશુ કરતી નથી, એટલુંજ નહીં પરંતુ મારા મનની ચીંતારૂપી અગ્નિની કુંડીથી, મારા શરીરના સર્વે અવ્યયોમાં તેની જવાળારૂપી મોહીનીના ચલકાટથી, નીસ્તેજ થઇ હમેશ બળ્યા કરૂં છું. ઓનોધારાના આધાર અશક્ય કાર્યને ઉત્પન્ન કરનાર આ ચંડાલ, દુષ્ટ તેમજ પાપણીની કર ગરી કરેલી પ્રાર્થનાનો પુકાર એક ચીત્તે સાંભળ.

ગાયન

મુજપર એ એવા લાગ શાને લેવા છાજેરે. ટેક

(ફુલકોર ગુપ્તરહી) ભોલીછું હું બાલા

(દાખલથઈ સાંભળેછે)બળું દુઃખે પ્યારા. 1

પતિ મુજ અભાગીરે

મૂખે સરસ્વતી ભારીરે

જાજા રાંડ ભુંડી કુબજા

હટ હટ હટ થોડો દુરજા

હવે ચુપ કીજે દમ ખાજે

તનપર એ કેવા બોલ અગ્નિજ્વાળ લાગેરે. ૨

પ્રભુ પ્રાણ પ્યારારે
નમી કરૂં ચાળારે
હે હે મોત જલ્દી હવે
દુનીઆથી છોડવ મુજને
ખરૂં કહુંછુ તુજને

તનપર એપીયુનું દુઃખ મુજથી નવ સોસાયરે. ૩

( બેચેન થઇ પડે છે ફુલકોર સાવધ કરે છે. )

ફુલકોર—અરેરે આ તે શું, પુત્રી આમ શામાટે અકળાય છે.

મોતી—( બેચેનમાં ) અરેરે મારો જીવ કેમ જતો નથી? ( મોતી સાવધ થાય છે ) અરે કોણ ? સાસુજી, એટલામાં સીપાઈ આવે છે.

સિપાઇ—બાઇ તારાચંદ શેઠચા હેજ ઘર કાય ?

ફુલકોર—( ઘભરાઇને ) હા, કેમ ભાઇ ? તેમનું શું કામ છે.

સિપાઇ—બાઈસાહેબ, ત્યાનલા પત્ર દેઆચા આહે.

ફુલકોર—ભાઇ જરા બેસ, હું હવણા બોલાવી આવુંછું.

( જાયછે )

સિપાઇ—બાઇ લવકર યા હો.

**મોતી**—અરે, ભાઇ આ કાગળ કોણે મોકલ્યો છે.
**સિપાઇ**—બાઇસાહેબ તે કાય મલ્લા ઠાઉક નાહીં.
**મોતી**—વારૂં, ભાઇ, તું કોનેત્યાં ચાકરી છે.
**સિપાઇ**—બાઇ સાહેબ, મી પોલીસચા સિપાઇ આહે.
**મોતી**—( ચમકીને ) અરે ભલામાણસ, જરા મુને કેહે- તો ખરો, જે આ કાગળ કોણે મોકલ્યો છે.
**સિપાઇ**—બાઈસાહેબ, તેં મલ્લા ઠાઊક નાહીં. (તારાચંદ તથા ફુલકોર પ્રવેશ કરે છે. )
તારાચંદ શેઠ તુમચા નાંવ કાય ?
**તારા૦**—( ગભરાઇને ) હા ભાઈ કેમ શું કામ છે ?
**સિપાઇ**— ધ્યા હે પત્ર ( પત્ર તારાચંદ લેછે. )
**તારા૦**—આ પત્ર કોણે મોકલ્યો છે ?
**સિપાઇ**---શેઠ ત્યાચી મલ્લા માહિતી નાહીં બરા મી જાતો હો. ( જાયછે )
( તારાચંદ-મંનમાં પત્ર વાંચે છે )
**ફુલકોર**—પ્રાણનાથ, એમાં શું લખ્યું છે. ( મોંઢા સામું જોઇને ) અરે ! આ શું ? પ્રીયનાથ, આપનું મુ- ખારવીંદ કેમ મંદ થઇ ગયું.
**તારા૦**--પ્રિયા, હવે આપણો એકે ઇલાજ નથી.

**ફુલકોર**–પ્રાણનાથ, શાનો ઈલાજ?

**તારા૦**–પ્રિયા, તેનો વિચાર આપણે એકાંતે કરશું.

**ફુલકોર**–પ્રિયપતિ, એનો ખરૂં પણ મારી છાતી કબુલ કરતી નથી. માટે ચાલો, આપણે એકાંતે જઇ ખુલાસો કરીએ.

**તારા૦**–પ્રિયા, ચાલ ત્યારે જેવી તારી મરજી (જવા માંડેછે કાગળ હાથમાંથી પડી જાયછે તે મોતી ઉચકી વાંચેછે)

**મોતી**–ખરેખર મોટી આફત આવી લાગી છે, એ પરમ દયાળુ પરમેશ્વર તારા વગર હવે આ સંકટમાંથી કોણ છોડવનાર? મારા પ્રિયપ્રાણપતિને શું બંધીખાનું! અરેરે પ્રભુ ધૂળ પડી આ અવતારમાં, બળયું આ જીવતર, આવી મને મોત કેમ આપતો નથી, અરેરે, (એટલામાં બેભાન થઈ પડે છે થોડી વારે સાવધ થઇ.)

ગાયન

અરે પ્યારે જરા ન્હા મદદ મદદ વીણ કઝા શું દુ:ખવાલા
ન્હા મગન મગન મન ન્હા દદીન્હા.ન્હા—ન્હા૦ ટેક

લો વ્હાલસે બાળા શરણુ ઠરૂં હું સદા જો જળધારા
ધા અમન ચમન પરધા લે સહરાહ ધા—ધા૦ ૧

એ લોભી લાલચું માતપીતાઓ, તમો શું આવો રીતે નિરદોષ અબલાઓની ગરદન કાપી હેરાન કરોછો બળ્યું એ સુખ, ધૂળ પડી એ અવતારમાં, કે વગર વિચારે અજ્ઞાન પણામાં બિચારી નિરદોષ પુત્રીઓને ગાડી ઘોડે બેસનારા પૈસાદારના અભણ, જુગારી, રંડીબાજ છોકરાઓ સાથે, માત્ર એક પૈસાની ખાતરજ, તેમને માન આપી, પોતાની નિરદોષ પુત્રીઓનો જન્મારો બગાડો છો, અરેરે ઓ પાપીઓ, આવી રીતની હમારી આંતરડી કકલાવ્યાથી તમારૂં કયાં ભલું થવાનું હતું, ઓ કપટીઓ, તમો આવો ફાંસો નાખીનાસી ગયા પણ હમારે હમારો આખો જન્મારો શી રીતે ગુજારવો. અરેરે ( પડીજાયછે, ) મારા નશીબમાં જે બનવાનું હતું તે બન્યું મારા ફુટેલા નશીબ તેને કોઈ શું કરે, અરે કોઇ જઇ મારા પ્રિયપ્રાણપતિને છોડવે, તો હું એમનો જનમ સુધી આભાર ભુલીશ નહી, કોઇ કહે તારો જીવ આપ, અરે એ તો શું પણ મારા શરીરપરની ચામડી કાડી પગરખા બનાવી તેની

સેવામાં મારા પ્રાણનાથને બદલે અર્પણ કરવા તૈયાર છું ઓ સત્યવાદી દેવતાઓ, તમે તમારૂં સત્ય ક્યાં ગુમાવી સંતાઈ બેઠા છો, મારાજેવી નિર્દોષ પણ તુચ્છ અબલા-પર કૃપાદૃષ્ટી કરી જુવો.અરેરે પ્રભુ! આને શું કહેવાય, જ્યારે મારા નશીબમાં આવા પ્રકારનું દુઃખ સરજેલું છે તો એથી મને મોત કેમ દેતો નથી, ઓ જગત જનની શું હજી કાંઈ બાકી રહ્યું છે, ખરા અંતઃકરણથી જો મારા પતી તરફ મારો પ્રેમ હશે તો પરમ દયાળુ પરમેશ્વર જલદી આ બંધનમાંથી તેમને મુક્ત કરશે, એટલું જનહીં તો આ દુનીઆમાં હું મારો જીવ એક પળવાર પણ ગુજારવા ચહાતી નથી(બે ભાન થઈ પડે છે. પડદો પડે છે.)

---

## અંક ૧ લો પ્રવેશ ૩ જો

### સ્થળ કેદખાનું

**હીરો—** **ગાયન**

જુવો જુવો નશીબ આવી રહ્યું રે, ( બે ) ટેક
મગન હરામી ચમન ખરાબી રહીતી મુજ મન માહે,
શીખ ન માની માત પીતાની, લાગી તેની હાય. ૧
સજ્જન છો તમો વિચારવાળા, કરોનેએ સમખ્યાલ;
આવે સમે મને કોણ છોડાવે બુરા થયા છે હાલ. ૨

અંતરયામિ પ્રભુ મુરારિ કરોને મુજ કલ્યાણ;
છોરૂં કછોરૂં થાય ખરૂં પણ તાત કહે કલ્યાણ. ૩
માટે મૂરારી સાહે તુ થાની કરૂં છું હું કલ્પાંત;
દયા દઇ દીન દાસને તારો નમી કહું આ વાર. ૪

માતપીતાનું વેણ ન માનવાથી આવી હાલતે હું આવી લાગ્યો છું. અરેરે ઈશ્વર કેહેવત છે તે ખરી છે, માટે ઓ પ્યારા સ્વદેશી ભાઇઓ, આ મારો એક દૃષ્ટાંત લઇ ખૂબ વિચાર કરજો અને યાદ રાખજો કે, માતપીતાનું વેણ જે છોકરાઓ માનતા નથી તેઓના આખરે મારા જેવા બુરા હાલ થાય છે, એટલુંજ નહીં, પરંતુ પશ્ચાતાપ કરી અતીશય દુઃખદાયક હાલતે કાળને વશ થાયછે. માટે માહરા પ્યારા, સમજુ સજ્જનો તમો પોતે જરા વિચાર કરો, જે આવે પ્રસંગે મારૂં કોણ છે,? સગા સહોદર આદી મીત્રો સર્વ માત્ર પૈસાનાજ સગા હોય છે.

(તારાચંદ પ્રવેશ કરે છે તેને જોઇ હીરો માથુ નીચે રાખી જુએ છે)

**તારા૦**—પ્રિય પુત્ર શરમાયછે શા માટે, કીરતારેજ તુને તારા ગુનાની શીક્ષા બક્ષી છે.

**હીરો**—પીતા ઓ મારા વાહાલાપીતા, તમારૂં વેણ ન શાંભળવાથી હું આવા સંકટમાં આવી શીક્ષાને

પાત્ર થયો છું, માટે હવે મારૂં શું થશે, તેવીશે તમારે જરાએ સોચ કરવો નહીં. કર્યા કર્મ કાંઈ ભોગવ્યાવિના છુટકો નથી એ સર્વ મારે મારા કર્મને દોષ દેવો જોઈએ. પરંતુ, પીતાજી મારી આખેરની વખતે મારે તમારીપાસે કાંઈ માગી લેઉં છે, તે એજકે તમારા શબ્દને ઊલંઘન કર્યા તેની ક્ષમા, એટલુંજ નહીં, પરંતુ મારી નીરદોષ પ્રાણપ્રિયાપર, જે દુઃખનો વરસાદ વરસાવ્યો હતો તેથી તે બીચારી સદા બળ્યા કરતી હશે, માટે મારા વાહલા પીતાજી, જ્યાંસુધી એ જીવે ત્યાંસુધી એને કોઇ પ્રકારનું દુઃખ ન પડે એવો કાંઇ બંદોબસ્ત કરવો.અરેરે અને વળી મારી વાહાળીમાતા, કે જેણે મને નવ માસ પોતાના પેટમાં રાખી આ પૃથ્વીપર જન્મ આપ્યો તેની પાસેથી પણ, મારા ગુનાની આ અંતકાળના સમયે ક્ષમા બક્ષાવવી, કે જેથી હાલ હું જે આ દુની-આમાં દુઃખ પામ્યો છુ પણ આવતા જન્મમાં તેના કોમળરૂપી નીરદોષ અંતકરણમાંથી શી-

તળતારૂપી શબ્દની ધ્વનીથી શાંન્ત થઈશ.
( બેભાન થઇ પડેછે )

**તારા૦**—મારા વાહલા પુત્ર આટલો શા માટે દુઃખી થાય છે, જરા હીમત ધર, અને પરમ દયાળુ પરમેશ્વરપાસે માફ માંગ, જેથી તારૂ ભલુંથાય.

**હીરો**—પીતાજી, હવે ભલું થઇ રહ્યું.

**તારા૦**—એવો ખરૂં પુત્ર, પરંતુ તું જે સાંભળી વર્તે તો સારૂં.

**હીરો**—પીતાજી તમો જેમ કેહેશો તેવી રીતે, વર્તવાને આ દાસ તૈયાર છે.

**તારા૦**—પુત્ર ત્યારે સાંભળ, કચેરીમાં ગયાપછી તારે ત્યાં એક શબ્દ પણ બોલવો નહીં. અને એક મુંગા ગાંડા આદમી માફક જે થાય તે જોયા કરવું, એટલુંજ નહીં, પરંતુ માથું નીચુ રાખી પરમેશ્વરનું ધ્યાન ધર્યા કરવું.

**હીરો**—પીતાજી તમારૂં વેણ મારે માથે ચડાવુંછું.

**તારા૦**—મારા વાહલા પુત્ર. હવે હું જાઉંછું.

**હીરો**—પીતાજી તમો સુખેથી પધારો ( જાયછે )

રથળ રસ્તો.

**૧રાહા૦**ભાઈ તારાચંદ શેઠ નશીબવાન તો ખરા.

**૨રાહા૦**ભાઇ એમાં શું શક, ગાડોતળે આદમી ચંગ-

કાંઈ મરણ પામ્યો તેને શાની સજા થવી જોઈએ.

૧રાહા૦જનમટેપ અથવા ખુનની.

૨રાહા૦ભાઇ, હીરાને તો રૂ(૫૦૦) નો દંડ કરી છો-ડી મુકયો.

૧રાહા૦અરે ભાઈ, પણ તુંને કાંઈ ખબર છે? હીરાને સજા તો થાત કારણ સાક્ષી પુરાવા પરથી જ-ણાઈ આવ્યું હતું જે એ એક કરમી કુંવર તે-મના કુળમાં પેદા થયો છે. પણ જ્યારે રાજાએ હીરાને સવાલ પુછયો, ત્યારે તે માથું નીચું રા-ખી એક દીવાના મુંગા આદમી માફક એક શબ્દ પણ બોલ્યાવગર ઉભો રહયો.

૨રાહા૦હં ભાઇ પછી શું થયું.

૧રાહા૦જરા ધીરો થા ભાઇ, અને હું જે બોલું તે શાં-ભળીલે, હીરાએ જયારે જબાબ આપ્યો નહીં, ત્યારે રાજાએ પુછયું કે શું તે મુંગો છે તેટલામાં ખુન થએલા આદમીનો ભાઈ જે વાદી તરીકે હાજર હતો તે એકદમ ગુસ્સાથી વચમાં ઉઠી બોલવા લાગ્યો જે માહારાજ એ ઢોંગ કરે છે. ગાડી હાંકતી વખતે તો મોટો ધાંટો કાઢી જોરથી પોઈસ પોઈસ કરતો હતો. તે ઉપરથી રાજાએ

હારાને રૂ (૫૦૦) દંડ કરી છોડી મુકયો.

૨ રાહા૦ અરર, ત્યારે તેઓ પોતાની મેળેજ ફસાઇ ગયા.

૧ રાહા૦ હાસ્તો, ત્યારેજ તો જુવો ત્યાંથી ખુશી થતાં તેઓ આવે છે.

૨ રાહા૦ ભાઇ, ચાલ ત્યારે એમાં આપણું શું વળવાનું.

( જાય છે )

---

## અંક ૧ લો પ્રવેશ ૪ થો

સ્થળ·હીરાનો ઓરડો.

મોતી–પ્રિયપતિ પરમ દયાળું પરમેશ્વરે આખરે કૃપા દૃષ્ટીથી નીધા કરી.

હીરો–પ્રિયા, ખરી વાત, એના શીવાય આવા સંકટ કોણ નીવારણ કરી શકે ?

મોતી–પ્રાણનાથ તેથીજ તે પેદા કરનાર, જગતનું પાળણ કરી ઓદ્ધાર કરનાર, સર્વવ્યાપક અંતરયામી, એવો જે સચ્ચીદાનંદ પ્રભુ, તેની સાનંદાશ્ચર્યથી એકચિત્તે પ્રાર્થના કરવી યોગ્ય ધારૂં છું.

હીરો–પ્રીયા મારી વાહાલી પ્રીયા હું તારા મતને પુરતો મળતો છું.

## ગાયન

પ્યારા પ્રભુની મેહેરથઇ, રીસજરા ન મનધરી;
મદદ થઇ અતી ઘણી, શુ શુ થઇ જગે સહી.—ટેક
તું છે કૃપાળું ને વળી, ભક્ત રક્ષક શીરોમણી,
ગણી શકે ન કોજરી, વા'લ કરે જો તું ધણી. ૧
નમી પ્રભુ પાયે પડો, દાન દઇ દયા ધરો;
શરણ રહી સ્મરણ કરો, નિર્મે થઈ પ્રભુ ભજો. ૨
પ્યારા સુણો સુજનો એ, રીસતજી ધ્યાન ધરો;
ખસો પડે ન એ જગે, કરે ક્ષમા પ્રભુ ખરો, ૩
એ છે ઘણું પ્યારૂં ખરૂં, માલ મલીદાનું બહું,
કામે ન આવે કોસઉં,ધ્રશ વીનાનું જર બધું, ૪
સર્વ મિત્રો સગામળી, કરે નજર જો જર ભણી,
નછેજ અંતે કો ધણી, હીતકરે પ્રભુ ધણી. ૫



## પરમ પ્રિયમિત્ર.

પ્રિય મિત્ર કહું એક વાત, ધરી મનમાંહે
યશ આપી દીધો છે શાંત, પ્રભુ જગરાયે
મીજલસમાં દીધુંરે માન, કહું શું આજે
ત્રણ લોકમાં વાધ્યું નામ. કૃપા કીધી રામે
મન મારૂં ઘણું અકલાએ, પ્રભુ શા કાજે
નમી વદુ તુને આવાર, સુણો ધર ધ્યાને
મોહ વ્યાપી મદન આ કામ, બળી હરખાએ
હરનામ ભજે ન લગાર, પછી પરતાએ
નવ આવે કદી એ શાન, જરા દરબારે
દામ દામ ભજી ઘરમાંહે, નહીં સરમાંએ,
સઉ વાત કરે પ્રભુ હાય, મને કાંઈ થાયે.
જગ ડાગ ધરે બદ નામ, દયા દીયો આજે
મદ વ્યાપી કુડો બહું કામ, ખરે ન ધરાયે
નાહીં વસે કદી કાંઇ ભાન, ફરી અથડાએ
દાસ તારાનો વલી દાસ, ક્ષમા કરી ધાજે
સર્વ વ્યાપક ઇશ ને આજ, કહ્યું ભગવાને.

---

# જાહેર ખબર.

## ઇશકનો મકર.

યાને

## ખુબસુરતીનો ફરીઆદ.

એ નામનું અતિ રમુજી તેમજ હાસ્યકારક આસરે અરેબીઅન નાઈટસ જેવડું પુસ્તક કે જેમાં ઈશ્ક જાદુરાથી કેવી અસર ઉપજાવનારી આફતો, બાદશાહી કુટુંબોમાં શેહેજાદાઓની ખુવારીઓ અતિશય ખુબસુરતીના મોહરૂપો કામમાં વ્યાપીને વગર દેંદે દંદી બની દીલદાર પાસે લીન થઇ દીલદારીને માટે અરજ કરવા લાગ્યા, એશિવાય ખુબસુરતીએ માથાપરના દીવાનીઓના જુસ્સાથી ફીદા થઈ જંગલે જંગલ દીવાના મજનુની માફક કેવી રીતે ભટકવાને શરૂ કીધું, તે સર્વ નીવેદન કર્યું છે, એ પુસ્તક માટે અગાઉ આશ્રય આપનાર પાસે રૂ ૧ અને પાછળથી રૂ ૧-૮-૦ લેવામાં આવશે. અગાઉ આશ્રય આપનારના નામ પુસ્તકમાં છપાવવામાં આવશે. આશ્રય આપનારના નામ નીચે લખેલે ઠેકાણે મોકલાવી આપવાં. નોટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

તા. ક. ગ્રાહકોની સંખ્યા ધાર્યા મુજબ થયાથી આ પુસ્તક થોડા વખતમાં છપાઇ બહાર પડસે.

મનમોહનદાશ જમનાદાશ.
નં૦ ૩ કાળકાદેવી રોડ, મુંબઈ.